## નિકોલાઈ બોગ્દાનોવ

# લેનિનનો મલકાટ

ચિત્રો — ઉશાકોવ

અનુવાદ — અતુલ સવાણી



‘રાદુગા’ પ્રકાશન
મોસ્કો



પીપલ્સ બુક હાઉસ
ઘીકાંટા ચાર રસ્તા, રીલીફ રોડ
અમદાવાદ–૩૮૦૦૦૧



# સૌથી મોટું કોણ

બીજા કોઈ પણ બાળકની જેમ વલોદ્યા ઉલ્યાનોવને પણ આવા સવાલો સતાવતા રહેતા : સૌથી કદાવર કોણ? સૌથી જોરાવર કોણ? દુનિયામાં ખરેખર સૌથી મોટું કોણ?

એને બધું પોતાની મેળે શોધી કાઢવાનું ગમતું. શરૂઆતમાં એણે માની લીધું કે સૌથી જોરાવર તો ઘોડો. એને ગાડીએ જોડી શકાય અને એ આખા કુટુંબને ખેંચી શકે : બાપુ, મા, ભાઈઓ, બહેનો, અને વલોદ્યાને પણ. અને ઘોડાથી મોટો ગાડીવાન. એ ઘાંટો પાડે: "થઈ જા વહેતો!" એટલો ઘોડો વહેતો થઈ જાય.

વલોદ્યાને સરકસ જોવા લઈ ગયા. સરકસ જોતી વેળા એણે માની લીધું કે સૌથી કદાવર તો હાથી. ડુંગર જેવો. એની પીઠે નાનકડી અંબાડી હતી અને એમાં જીવતાં વાંદરાં મઝાનાં કપડાં પહેરીને બેઠાં હતાં. અને હાથીથી મોટો રંગલો. પણ પછી હાથીએ સૂંઢ રંગલા ફરતે વીંટાળીને એને ઉપાડી લીધો. સૌને હસવું આવી ગયું. ના, રંગલો સૌથી મોટો ન ગણાય.

થોડા વખત પછી વલોદ્યાને ખબર પડી કે હાથી કરતાંયે મોટા કદનું કશુંક હોય છે. આગબોટ. એ જમીન ઉપર નહોતી ચાલતી, નદીમાં તરતી હતી. એનાં પૈડાં તળાવનાં હંસલાંથીયે વધારે અવાજ કરતાં હતાં, હાથી કરતાંયે વધારે શોર મચાવતાં હતાં.

એક દિવસે આગબોટ કાંઠા સુધી આવી ગઈ અને વરાળ છોડવા લાગી. અવાજ એટલો જોરદાર હતો કે કાંઠે ઘોડા ભડકી ગયા. પણ વલોદ્યાને બીક ન લાગી કેમ કે મોટો ભાઈ સાશા ભેગો હતો, અને સાશાને કશાની બીક કદી લાગતી જ નહિ.

મુસાફરો આગબોટમાં ચડવા લાગ્યા. પણ સૌ સરખી રીતે બેસી જાય એની વાટ જોવામાં આગબોટ કંટાળી ગઈ હશે કેમ કે એણે કાન દુખી જાય એટલા જોરથી સીટી વગાડી. પછી એણે આંચકો મારીને જાણે શહેરનેય પોતાની ભેગું ખેંચી લીધું કેમ કે કાંઠે બાંધેલું દોરડું છોડવાનું કોઈ ભૂલી ગયું હતું. દોરડું મોટા થાંભલા ફરતે વીંટાળેલું હતું. આગબોટ સરકી એટલે ફુરજો હલી ગયો. લોકોએ દોડાદોડી અને રાડારાડી શરૂ કરી દીધી. એક ખલાસીએ જઈને દોરડું છોડી નાખ્યું. આગબોટ રવાના થઈ ગઈ. શહેર કાંઠે જ રહી ગયું.

બધું સહીસલામત પતી ગયું એટલે લોકો ખુશ હતા અને એકબીજાની સામે રૂમાલ ફરફરાવતા હતા. ઘણા માણસો મલકાતા હતા. અને કેટલાક તો રડતા હતા.

આગબોટ મોટી હતી. એમાં ઘણી ઓરડીઓ હતી. ઓરડીમાં બેસીને સમોવારમાંથી ચા પીવાની સગવડ હતી. ભેગી મીઠી રોટી અને ચાસણીમાં નાખેલાં ફળ.

માએ ચા રેડી. બાપુ છાપું વાંચતા હતા. વલોદ્યા કંઈ તોફાન ન કરે એટલા ખાતર બહેન આન્યા એની બાજુમાં બેઠી હતી. સખત કંટાળો ચડે એવી હાલત હતી. મઝા



પડે એવી ખાલી એક જ બાબત હતી, બાપુના પ્યાલામાં ઘડીએ ઘડીએ હળવો રણકાર કરતો રૂપાનો ચમચો. ભોંયપટ લગાતાર હલતો હતો.

સૌ ચા પીતાં હતાં. વલોદ્યાએ સોફા ઉપરથી નીચે સરકીને આગબોટના શ્વાસ સાંભળવાની કોશિશ કરી. એની અંદર કશુંક ધબકારા કરતું હતું. જેવી રીતે માણસની અંદર કરતું હોય છે એવી જ રીતે. એને નાનકડું કાણું પાડીને અંદર નજર નાખવાનું મન થયું. પણ એણે એક વાર રમકડાના ઘોડામાં કાણું પાડીને જોયેલું તો અંદર ખાલી લાકડાનો વહેર જ હતો. એ વિચારમાં ડૂબી ગયો: કેવી રીતે શોધી કાઢવું કે આગબોટની ભીતરમાં શું છે.

"શું જાણવાની મહેનત કરે છે તું?" સાશાએ પૂછ્યું.

વલોદ્યા સાશાની છાતીએ કાન માંડીને અવાજ સાંભળવાની કોશિશ કરતો હતો. અંદર કશુંક ધડકારા કરતું હતું.

"મારું દિલ છે," સાશાએ કહ્યું. એણે અટકળ કરી લીધી હતી કે વલોદ્યાના મનમાં શું છે. "અને આગબોટની અંદર એંજિન હોય."

એંજિન. અરે, એંજિન જોવા મળે તો વલોદ્યાને કેવી મઝા પડે!

એ કેટલીય વાર ઓરડીમાંથી નીકળીને તૂતક પર પહોંચી ગયો હતો, પણ દરેક વખતે કોઈએ એને ટપારીને પાછો ઓરડીમાં મોકલી દીધો હતો: "છાનામાનો જરાય બેસવાનો જ નથી કે શું!"

એવી એક તપાસમાં એ લોખંડના બારણા સુધી પહોંચી ગયેલો. બારણા પાછળથી ગરમ હવા ફૂંકાતી હતી અને ખણખણાટ તથા શોર સંભળાતા હતા. એ લોખંડની સીડી ઊતરવા જતો હતો, એટલામાં કપ્તાને એને જોઈને ઘાંટો પાડયો હતો: "એંજિનવાળા ભાગમાં જવાની મનાઈ છે!"

"મારે તો જરાક નજર જ નાખી લેવી છે!"

"ના, ના. પાટિયું નથી દેખાતું? એમાં લખેલું છે: 'અંદર જવાની મનાઈ છે.' હુંયે નથી જતો." કપ્તાને આસપાસ નજર ફેરવીને ઘાંટો પાડયો: "કોનો છોકરો છે આ?"

બહેન દોડતી આવી પહોંચી. વલોદ્યાને પાછો લઈ જઈને એણે માને ફરિયાદ કરી. એટલે એને ઘણા વખત સુધી ચુપચાપ સોફા પર બેસી રહેવું પડયું.

રાતે નીંદરની પરીએ સૌને પોઢાડી દીધાં. વલોદ્યાએ પણ ઊંઘવાનો ઢોંગ કર્યો. પછી પરીને થાપ આપીને એ તૂતક પર સરકી ગયો.

હવે એને રોકનારું કોઈ નહોતું. તૂતકના મુસાફરો પણ પોટલાં ને પેટીઓ ને થેલા પર માથાં ટેકવીને નીંદરને ખોળે પડી ગયા હતા. આગબોટ નદીમાં સરકતી હતી, પાણીનાં મોજાંને બેઉ કિનારા તરફ ધકેલતી હતી. રાતની નીરવતામાં વલોદ્યાને આગબોટની અંદરથી ધબકારા અને નિસાસા સંભળાતા હતા. અવાજ એંજિનના હતા. એને નીચે

જાણે દબાવી રાખવામાં આવ્યું હોય એમ લાગતું હતું. ક્યારેક એટલા જોરથી ચાલવા લાગતું કે આગબોટ થરથરી જતી. એમ થાય ત્યારે આગબોટના મોરામાં ઘંટ આપોઆપ રણકવા લાગતો.

વલોદ્યા નીચલા તૂતક પર ગયો. પછી આગબોટના વચલા ભાગમાં ગયો. મોટી કાળી નળી ત્યાંથી શરૂ થતી હતી. ગરમી વધતી ગઈ. ત્યાં બધું ગરમ હતું, કઠેરા પણ. એકાએક વલોદ્યાને અજવાળું નજરે પડ્યું. નીચેથી નીકળીને જાળી વાટેથી ઉપર પહોંચતું હતું.

વલોદ્યાએ પગની આંગળીઓને ટેકે ઊભા રહીને નીચે નજર નાખી. એના ચહેરા ઉપર ગરમ હવાનો ઝપાટો લાગ્યો, એના વાળ વિખેરાઈ ગયા. એંજિનનો શ્વાસ એવો જોરદાર હતો. વલોદ્યાએ હિંમત કરીને એંજિન તરફ જોયું. એ બહુ નીચે હતું, કદાવર અને રાખોડી, હાથી કરતાંયે વધારે ગંજાવર. એના પોલાદના મોટા હાથ આગળ ને



પાછળ, આગળ ને પાછળ, સરકતા હતા. બધો અવાજ એનો જ હતો.

તો આગબોટને ચલાવનારી જબરી તાકાત એની જ હતી!

વલોદ્યાને પહેલાં તો સમજાયું જ નહિ કે એંજિન આગબોટને કેવી રીતે ચલાવી શકે. પછી એને નીચે એક આદમી દેખાયો. એના ખમીસમાં ચીકણાં ધાબાં હતાં. એણે માથે ટોપી પહેરી હતી. એના એક હાથમાં ચાની કીટલી હતી. કીટલીનું નાળચું બહુ લાંબું હતું. બીજા હાથમાં ચીકણું ચીથરું હતું.

આદમી એંજિનને કંઈક પિવડાવી રહ્યો હતો, માયાળુ વડીલ નાના બાળકને પિવડાવે એવી રીતે. બે ઘૂંટડા પિવડાવે, એંજિનને પીતું નીરખતો રહે, અને પછી આસપાસ ઊડેલા છાંટા ચીંથરા વડે કાળજીથી લૂછી નાખે. વલોદ્યા સરખી રીતે જોવા માટે મજાગરાવાળી જાળી ઉપર નમ્યો. જાળીમાંથી ચીં ચીં અવાજ થયો. આદમીએ ઊંચે જોયું. એનો ચહેરો ચળકતો હતો. નીચે ખરેખર બહુ ગરમી હતી.

રાતે સૌ નીંદરમાં પડી ગયાં હતાં ત્યારે આટલો મોડો પોતાને જોવા આવેલા છોકરા ઉપર એંજિન ચલાવનારો આદમી ખીજે ન ભરાયો. એણે વલોદ્યાની સામે મોં મલકાવીને માથું હલાવ્યું. પછી એ એંજિનને થાબડવા લાગ્યો, જાણે કેમ વલોદ્યાને કહેવા માગતો હોય કે એંજિન એની વાત માને છે. એ કંઈક બોલ્યો.

પણ એંજિનના શોરમાં વલોદ્યાને એના બોલ સંભળાયા નહિ. એણે આદમીને પૂછ્યું:

"તમે કોણ છો?"

એકાએક સાશાનો અવાજ કાને પડ્યો: "કામદાર છે, એંજિન ચલાવે છે." એ બધો વખત વલોદ્યાની પાછળ જ રહ્યો હતો, એને જોવું હતું કે નાનો ભાઈ ક્યાં જાય છે અને શું જાણવાની કોશિશ કરે છે.

"જો, સાશા, પણે!" વલોદ્યા એ બહાદુર અને હેતાળ આદમી તરફ આંગળી ચીંધતો મોટા અવાજે ભાઈના કાનમાં બોલ્યો. "મેં શોધી કાઢ્યું!"

"મતલબ કે સૌથી મોટું કોણ, એમ ને? સરસ! હવે ચાલ, પાછા ઓરડીમાં જઈએ. બહુ મોડું થઈ ગયું છે." સાશા એને હાથ ઝાલીને લઈ ગયો.

વલોદ્યાએ વાંધો ન ઉઠાવ્યો. એ બહુ ખુશ હતો. એ જેને શોધી કાઢવાની કોશિશ કરતો હતો તે એણે શોધી કાઢ્યું હતું. અને પોતાની મેળે જ શોધી કાઢ્યું હતું.



# માણસનાં પગલાં

એક દિવસ વલોદ્યા અને એનો ભાઈ સાશા ઝાડીમાં ફરતા હતા, એમની પહેલાં ગયેલા કોઈ માણસનાં પગલાં જોતા જોતા આગળ ચાલતા હતા. દબાયેલું ઘાસ પાછું ઊંચું થઈ ગયું હતું. ઉપરથી ખરેલાં પાંદડાં અને પાઈનનાં ઝાડની અણીદાર સળીઓ વડે માણસનાં પગલાં ઢંકાઈ ગયાં હતાં. ક્યારેક ક્યારેક એમને પગલાંની અટકળ માણસે છોડેલી નિશાનીઓના આધારે કરવી પડતી હતી. એણે એક જગ્યાએ બર્ચના ઝાડની છાલનો કટોરો પાછળ રહેવા દીધો હતો. બર્ચની ડાળીઓ એક ઝરણા ઉપર ઝળૂંબી રહી હતી. માણસે ઝરણામાંથી પથરા અને ડાંખળાં સાફ કરી નાખ્યાં હતાં. ત્યાં થોભીને પાણી પી શકાય એમ હતું. એણે બીજી જગ્યાએ કાદવિયા વહેળા ઉપર થોડીક ડાળીઓ ગોઠવી દીધી હતી. ત્યાંથી પલળ્યા વગર વહેળાને પાર કરી શકાય એમ હતું. વળી ત્રીજી જગ્યાએ એણે તોફાનમાં બટકી ગયેલી અને લટકતી ઓકના ઝાડની મોટી ડાળીને ઢસડીને આઘેરી મૂકી દીધી હતી.

સાશાએ ચાલતાં ચાલતાં ભવાં સંકોડી દીધાં. એણે વનપાલની કુટિરે પહોંચવાનો

ટૂંકો માર્ગ લીધો હતો. આખો ઉલ્યાનોવ પરિવાર વનમાંથી મશરૂમ ભેગાં કરવાં એક દિવસ માટે ત્યાં આવ્યો હતો. સાશાને સમજાઈ ગયું કે પોતે ભૂલો પડી ગયો છે.

"હું માર્ગ તો વહેલો કે મોડો ગોતી કાઢીશ," એ મનમાં બોલ્યો, "પણ લાગે છે કે વલોદ્યા સાવ થાકી જશે." ફિકરમાં નાના ભાઈ તરફ જોતાં એ અચરજમાં ગરકાવ થઈ ગયો. વલોદ્યા થાકી ગયેલો અને પરસેવે રેબઝેબ થઈ ગયેલો હોવા છતાં મલકાઈ રહ્યો હતો.

"આટલો બધો ખુશ કેમ છે?" સાશાએ પૂછ્યું.

"તારા ધ્યાનમાં નથી આવ્યું કંઈ?" વલોદ્યા જવાબમાં બોલ્યો. એનો દેખાવ ભેદી હતો. "આપણી પહેલાં કોઈ બહુ માયાળુ માણસ અહીંથી નીકળ્યો છે, એ શું તને મઝાની વાત નથી લાગતી? જો તો ખરો, એણે બીજા લોકો માટે ઘણાંબધાં સારાં કામ કર્યાં છે."

સાશા થંભી ગયો. હેરતમાં ડૂબી ગયો. એને જરાય ખ્યાલ નહોતો કે નાનો ભાઈ આમ મોટેરાંની જેમ વિચાર કરી શકે છે. એને એવો ખ્યાલ આવતાં જ શરમ આવી ગઈ કારણ કે નાના ભાઈની કદર ખરેખર તો કોઈ કદી કરતું જ નથી.

એણે પોતાના હાથ વલોદ્યાની કાયા ફરતે વીંટાળી દીધા, પછી પળ વાર ચુપ રહીને કશુંક એવું કહ્યું કે જે વલોદ્યાને સદાને માટે યાદ રહી ગયું:

"વલોદ્યા, જિંદગી એવી જ રીતે ગુજારવાની હોય છે, હંમેશાં સારાં કામ કરીને નિશાનીઓ પાછળ મૂકતા જવું."





## લેનિનનો મલકાટ

લેનિનનાં પત્ની અને સાથી નાદેઝ્દા કોન્સ્તંતીનોવ્ના ક્રુપ્સ્કાયાએ બાળવીરોના એક જૂથને નીચે મુજબ લખેલું :

"૧૯૨૨માં વ્યાતકા નગરના બાળવીરોએ લેનિનને ભેટો મોકલેલી. એ વખતે લેનિન બહુ માંદા હતા. ભેટોમાં રેખાંકનો તથા ફૂલો હતાં અને તેમણે પોતે બનાવેલી કસબકારીગરીની વસ્તુઓ હતી.

"મેં એ બધું બીજે માળે લેનિનના ખંડની બાજુના મોટા ખંડમાં ગોઠવી દીધું. લેનિન જ્યારે જ્યારે ત્યાંથી નીકળે ત્યારે ભેટો જોઈને મોં મલકાવતા."

હમણાં એક દિવસ હું બાળવીરોના જૂથને લેનિનનું એ ઘર બતાવવા લઈ ગયેલો. એને હવે મ્યુઝિયમ બનાવી દેવામાં આવ્યું છે. ભેટો જોઈને કેટલાંક બાળકો હસી પડયાં અને કહેવા લાગ્યાં કે સાવ સાદી બનાવટની છે અને નમાલી દેખાય છે. એક છોકરાએ કંતાનના પૂઠાવાળા આલ્બમ તરફ આંગળી ચીંધીને કહ્યું:

"હવે સમજાણ પડે છે કે લેનિન મોં કેમ મલકાવતા. આવી ભેટો જોઈને એમને હસવું આવી જતું!"

પણ એની વાત ખોટી હતી. નાદેઝ્દા કોસ્ત્તંતીનોવ્નાએ કહેલું કે એ ભેટો જોઈને લેનિનને બહુ સારું લાગતું. વ્લાદીમિર ઈલ્યીચને ખાસ ખુશી તો એ વાતની થતી કે વસ્તુઓ બાળકોએ પોતે બનાવેલી હતી, પછી ભલે એમાં ધંધાદારી કસબની સફાઈ ન હોય.

દુકાનોમાં ઘણીબધી સુંદર મઝાની ભેટો મળતી હોય છે, પણ બાળકોએ લેનિન માટે જે વસ્તુઓ બનાવેલી એવી ચીજો કોઈ પણ કિંમતે ન મળે કારણ કે એ તો વહાલથી બનાવવામાં આવેલી હતી.

એ સાદી ભેટો વ્લાદીમિર ઈલ્યીચ લેનિનને સંદેશો આપતી, એમને જણાવતી કે સુદૂર વ્યાતકામાં, ઝારશાહી સરકાર જ્યાં ક્રાંતિકારીઓને હદપારી ગુજારવા મોકલતી ત્યાં, હવે બાળવીર સંસ્થાના રાતા રૂમાલ બાંધીને ફરતાં બાળકો હતાં, એ સૌ એમને વહાલ કરતાં હતાં, એમને વિશે ફિકરમંદ હતાં, અને એમના ધ્યેયમાં માનતાં હતાં.

વ્યાતકાના બાળવીરોએ ભેટોની સાથે મોકલેલો પત્ર વાંચીને લેનિનને ખાસ આનંદ

થયો હતો. લેનિન માનતા કે એ બાળકો વખત જતાં મોટાં થઈને સરસ કોમ્યુનિસ્ટો બનશે.

પ્યારા ઇલ્યીચ દાદા!

અમે, અમને વહાલું તમારું નામ ધરાવતા બાળભવનનાં સર્વહારા બાળકો, તમારા બધા આદેશોનો અને મહેનતકશ લોકોના સુખને ખાતર, તમામ સર્વહારા બાળકોના સુખને ખાતર, તમારા સંઘર્ષનો અભ્યાસ ખંતથી કરીએ છીએ, જેથી સામ્યવાદના નિર્માણનું તમે શરૂ કરેલું કાર્ય ચાલુ રાખી શકીએ...



# ભેદી પત્ર

લેનિને મિત્રો, સાથીઓ, કુટુંબ, આળખીતા માણસો, કામદારો, અને કિસાનોને લખેલા લગભગ બધા પત્રો એકઠા કરીને મોસ્કોના કેંદ્રભાગમાં એક મોટી ઈમારતમાં રાખવામાં આવ્યા છે. એ પત્રો હવે દેશની સંપદા છે.

ઘણા વિદ્વાનોએ એ પત્રો તપાસી જોયા છે, અને હવે આપણે જાણીએ છીએ કે દરેક પત્ર ક્યારે, કેમ, અને કોને લખવામાં આવ્યો હતો.

પણ એમાં એક પત્ર બહુ જ અસાધારણ છે. એ અજબ ચિતરામણ જેવો દેખાય છે અને ચિતરામણ બર્ચના ઝાડની છાલના કકડા ઉપર કરવામાં અવેલું છે. એમાં રીતસરના અક્ષરો નથી પણ માણસો, પશુઓ, ચીજો, વગેરેના આકારો દોરેલા છે.

વલોદ્યા ઉલ્યાનોવે એ પત્ર બાર વરસની ઉંમરે ચીતર્યો હતો અને પોતાના ભાઈબંધ બોરિસ ફાર્માકોવ્સ્કીને મોકલ્યો હતો. બોરિસનું કુટુંબ સિમ્બિર્સ્ક (હવે ઉલ્યાનોવ્સ્ક શહેર) મૂકીને ઓરેનબુર્ગ રહેવા ગયું હતું.

લાગે છે કે ભાઈબંધો નોખા પડ્યા ત્યારે એમણે એકબીજાને પત્રો લખવાનું, અને એમાં કુળના સંકેતોની ઇન્ડિયન * રીતની નકલ કરવાનું, નક્કી કરેલું. એમાં ઘણી વધારે મઝા પડે. વધુમાં, એમની પોતાની ખાનગી બાબતો હોય, અને તેઓ નહોતા ઇચ્છતા કે એ બાબતોની ખબર કોઈને પડે.

એ ભેદી પત્ર ઉલ્યાનોવ અને ફાર્માકોવ્સ્કી પરિવારોના પત્રોમાંથી મળી આવ્યો હતો. વલોદ્યાના પિતાએ એ પત્ર ઓરેનબુર્ગ મોકલ્યો ત્યારે સાથે બીડેલી ચિઠ્ઠીમાં નીચે મુજબ લખેલું: "વલોદ્યા બોરિસના પત્રની વાટ જુએ છે, બોરિસે એને પત્ર લખવાનું વચન આપેલું." એ પત્ર વિશે બસ એટલી જ જાણકારી હતી.

લાંબા સમય સુધી કોઈને ખબર જ નહોતી પડી કે ભેદી પત્ર શાને વિશે છે. પછી એક દિવસ એંજિનિયર વી. ઇસ્ત્રીનને એમાં રસ પડ્યો. એણે વલોદ્યાના પત્રને શોધાયેલા અને પ્રગટ થયેલા પુરાતન ઇન્ડિયન કુળસંકેતો સાથે સરખાવી જોયો. એ રીતે એણે પત્રને ઉકેલી લીધો. ઇસ્ત્રીન માને છે કે પત્રમાં ચીતરવામાં આવેલાં માછલી, સમોવાર, બગલું, એડી, દેડકું, અને સૂવર તો વલોદ્યા અને ભાઈબંધોએ ઇન્ડિયનો બનવાની રમત રમતી વેળા વાપરેલાં નામો છે. અને એ સંકેતોમાંથી, તળાવડીમાં નજરે પડતા કાળી દાઢીવાળા આદમી સુધી, દોરવામાં આવેલી રેખાઓનો અર્થ એવો છે કે છ ભાઈબંધો એને અરજ કરી રહ્યા હતા. શાની અરજ?

શિકાર પછી (જુઓ હથિયારબંધ લડવૈયાઓ, રીંછ, આસમાનમાં ઊડતાં પંખીઓ, અને નીચે બે સલામી, કૂજો, તથા ખોરાકની રકાબી અને તેની ઉપર નમેલા ઉઘાડાં મોંવાળા છ ચહેરાઓ) બહુ ભૂખ્યા થયેલા છોકરાઓ જાણે આદમીને કહેતા હોય એમ લાગે છે: "જુઓ, અમને સખત ભૂખ લાગી છે, નાહવાનું પૂરું કરો, ઝટ ઘરે ચાલો અને અમને ખાવાનું આપો." પણ આદમી એમ ન કરે તો શું થાય? ઉપર જમણી તરફના ખૂણામાં દોરેલી આકૃતિ જોઈને તમે અટકળ કરી શકો: અમને કંઈક ખાવાનું નહિ મળે તો અમારા જીવ નીકળી જશે!

અમને લાગે છે કે વલોદ્યાના ભેદી પત્રનો વધારેમાં વધારે સંભવિત ખુલાસો એવો છે.

---

* અમેરિકાના આદિવાસીઓની. —સં.

# અનુક્રમણિકા





